શ્રી. 

# શીવ ગરબાવળી.

રચનાર.

કવી. દામોદરદાસ નીરૂજી તથા સીવલાલ લલુભાઇ.

છપાવી પ્રસીધ્ધ કરનાર.

પા. માધવલાલ જગજીવનદાસ. તથા

પા. હરગોવનદાસ ગોપાળદાસ,

શાહાપર રંગીલા પોળ.



અમદાવાદ ધર્મીજય પ્રેસમાં.

પટેલ સાંકળચંદ અંબારામે છાપ્યું.

સંવત ૧૯૫૪ સને ૧૮૯૮.

કીમત—એક આનો

# શીવ ગરબાવળી.



## સ્તુતી. ૧

को रसीयाजी क्यां रमीयाव्या रात. ए राग.

પ્રથમ ઉરમાં ધરીએ શીવનું ધ્યાંન જો,
ભાવેથી ભજીએરે ભોળાનાથને;
ભજન કર્યાથી ભવની ભાવડ જાયજો,
ઉમીયાના સ્વામીને નિત્ય આરાધિએ. ૧
કાને કુંડળ ગલે રૂંઢની માલજો,
ભૂષણ પેરે ભોળોનાથ ભૂજંગનાં;
જટા જૂટમાં ગંગાજીની ધારજો. ઉમીયાનો. ૨
ભસ્મ વિરાજે સુંદર ગૌર શરિરજો,
લેલાટે ચંદરમા અડધો ઓપતો;
ભૂત પ્રેત વૈતાળ સરવદા સંગજો. ઉમી૦ ૩
ત્રિસૂલ ધરે જગ સ્વામિ જમણે હાથજો,
ડાબાને કરમાંરે રાજે ડાકલું;
ભાંગ પિયે અને નાચે ટાંડવ નાચજો. ઉમી૦ ૪

હેતે કરિયું હાળાહળનું પાનજો,
દયા કરિને સઘળા દેવ ઉગારિયા;
નીલકંઠ જગજાહીર ધરિયું નામજો. ઉમી૦ ૫
મહાસુખ આપ્યું મનરામને કરી મેરજો,
મનકેશ્વર મહાદેવે મેંણું ટાળિયું;
પૂરણ કૃપાથી આપ્યા પુત્ર પવિત્રજો. ઉમી૦ ૬

ગરબી ૨ ૭.

ओधा मारी प्रीतडी ना जाणी ए राग.

ભજો મનકેશ્વર મંગલકારીરે, એના નામ ઉપર
જાઉં વારિ. ટેક.
અમદાવાદ છે આનંદકારિરે, કાન્હદાસ થયા શેઠભારીરે;
જેણે નવખંડ કીરતી વધારી. ભજો મન૦ ૧
કેવાય કેડવાને વચને મધૂરારે, સત્ય વક્તાને સૌથી સૂરારે;
પરમારથ કામે પૂરારે. ભજો મન૦ ૨
હીંદુ ધર્મ તણા એ હુલાસીરે, કાનદાસ થયા સ્વર્ગવાસીરે;
જેણે પૂરણ કીરતી પ્રકાશી. ભજો મન૦ ૩
તેના સૂત શેઠ મનસુખરામરે, રાખ્યું બાપનું
અવિચળ નામરે;
કામનાથનું કરિયું ધામ. ભજો મન૦ ૪

પરમારથ વાત વિચારીરે, લીધો માંડલમાં જસ ભારીરે;
સદાવ્રત બાંધ્યું સુખકારીરે. ભજો મન૦ ૫
કડી શેહેરનો અમીન કેવાયરે, નામ જેશીંગ જગ
જસ ગવાયરે;
મનસુખરામનો સસરો એ થાય. ભજો મન૦ ૬
બીજાં શેઠાણી સુખનાં ધામરે, જેનુ માલીબા કહીએ નામરે
સાચા દલથી શેવે એતો શ્યામ, ભજો મન૦ ૭
સંસાર વીશે સુખકારીરે, પુત્ર થાવા આનંદ ઉર ધારીરે;
નરનારીએ વાત વીચારી. ભજો મન૦ ૮
જગ અવીચળ રાખવા નામરે, બીજું બાંધ્યું
શંકરનું ધામરે;
મનકેશ્વર રાખ્યું નામ. ભજો મન૦ ૯
મોટું મંદીર કરિયું તૈયાર રે, જેની રચના તણો
નહીં પારરે.
ખરચ્યા રૂપીયા ત્રીસ હજાર. ભજો મન૦ ૧૦
ફરતી ધરમશાળા ચણી કીધિરે, મનસુખપૂરમાં
સકળ રીધિ સીધરે;
શીવ નીમીત ઉપજ એની કીધિ. ભજો મન૦ ૧૧
સંવત સર ઓગણીસેં બેતાળીસે, જેઠ માસની બીજ
અજુવાળીરે,

પૂરણ જગન  કર્યો પુન્યશાળી.  ભજો મન૦ ૧૨
દરીયાપુરનો દરવાજો ભારીરે, બારડોલ પરૂં સુખકારીરે.
તે દી પધરાવ્યા ત્યાં ત્રીપુરારી.  ભજો મન૦ ૧૩
સૌ ત્યાં દરશન કરવા આવેરે, બહુ ભાવથી ભેટયો લાવેરે.
આવી ઉમીયાપતીને ચડાવે,  ભજો મન. ૧૪
છાબો ફુલડાંની ભરી ભરી લાવેરે, વારે વારે શંકરને
વધાવેરે.
ત્યાં તો માનુંની મંગળ ગાવેરે.  ભજો મન. ૧૫
મળ્યા પંડિત અપરમપારરે, કરે વીગતેથી વેદ ઉચારરે.
આખા જગમાં થયો જેજેકાર.  ભજો મન. ૧૬
શંકર પુજારી ગુણનો ભંડારરે, શેઠ આપે છે એને પગારરે;
કરે પુજા એ સાંજ સવાર.  ભજો મન ૧૮
ઉર ભકતી સદા અભીલાખેરે, ભટ મુખથી અસત્ય
ન ભાખેરે.
સોમનાથ સંભાળ ત્યાં રાખે.  ભજો મન. ૧૯
પેલો શ્રાવણનો સોમવારરે, મેળે આવે ત્યાં વરણ અઢારરે
દેશી પરદેશી નરનાર.  ભજો મન ૨૦
પાસે શોભે છે શેઠની વાડીરે ગુલજાર ઘણી માંહી ઝાડીરે.
સીવ પુજવા આવે શેઠ દાડી.  ભજો મન. ૨૧

માંહીં બંગલો સોભે સુખકારીરે, ફરતી મનહર
કાચની બારી;
નીરખે સ્નેહથી સઉ નરનારી. ભજો મન. ૨૨
શેઠ શીવના મંદિરમાં આવેરે, ચંદન પુષ્પોનેઅગરચડાવેરે
ગુણ ઉમીયાપતીના ગાવે. ભજો મન. ૨૩
ભાવ મનસુખનો સાચો ભાળીરે, એંબે કરૂણા
નજરથી નીહાળીરે;
ત્રણ પુત્ર આપ્યા પુન્યશાળી. ભજો મન. ૨૪
મોતીલાલ થયો કુળમાં જ્યારેરે, રૂપવંતો જાણે કોઇરાજારે;
જગ માંહી જીવો જુગ ઝાઝા. ભજો મન. ૨૫
અંબાલાલ બીજો અલબેલોરે, રાગ રંગને રૂપે ભરેલોરે;
જાણે કામ દેવનો ચેલો. ભજો મન. ૨૬
મુખ મનહર બંહુ છે માયાળુરે, કુળ દીવોને મોટો કૃપાળુરે
ત્રીજો દામોદર છે દયાળુ. ભજો મનકેશ્વર મંગલ૦ ૨૬
શીવે પૂરણ સ્નેહની સાથે, હાથ મુકયો મનસુખ માથેરે;
એવા પુત્ર આપ્યા દીને નાથે. ભજો મનકેશ્વર૦ ૨૭
જે આ ગરબીશંકરની ગાશેરે, તેનું સંકટ સર્વ જાશેરે;
એના સફળ મનોરથ થાશે. ભજો મનકેશ્વર મંગ૦ ૨૮

---

## जसोदामा कानाने वारोरे. ए राग.

ચાલો મનકેશ્વર જઇએરે, દરશન કરી સુખીયાં થઇયેરે;
પ્રીતે તેની પુજા કરીએરે, ભોળાનું તો ધ્યાનજ ધરીયેરે. ૧
ભોળાનું જે ધ્યાન ધરશેરે, ભોળો તેનું સંકટ હરશેરે;
ચાલો ચાલો સત્વર સજનીરે, રમો આજે સઘળી રજનીરે. ૨
તાળી ત્યાંતો પ્રીતેથી દઇનેરે, વાલાજીનાં વારણાં લેઇનેરે;
મળી ગીત મનહર ગાવોરે, સૈયર મારી સુખીયાં થાવોરે. ૩
શોભે જુવો મંડપ કેવોરે, જાણે કૈલાસના જેવોરે;
વાગે ચાર પોર ચોઘડીયાંરે, જુવો દ્વાર રત્નથી જડીયાંરે. ૪
જુવો પોચે નજરો ન નાંખીરે, સૈયર શોભા સર્વે અનોખીરે;
સોભે હાંડી ઝુંમરોને તખતારે, નીહારો અનોખા નખતારે. ૫
મનોહર મન હરનારારે, સોભે દ્વાર છડીદાર સારારે;
સોભીતી મહાસુખકારીરે, જોયા જેવી રચના છે સારીરે. ૬
નાના વીધી નવરંગ ભારેરે, ચીતરીયાં છે ચીત્ર ચીતારેરે;
જોતાં જનમનમાં વસીનેરે, હેતે સાંમા આવે હસીનેરે. ૭
ભલી સોભા દીવાની ભાળીરે, જાણે દાડી દાડી દીવાળીરે;
ચાલો એવી રચના જોવારે, સૈયર સૌ સંકટ ખોવારે. ૮

## ગરબી ૪ થી.

## आवो आवो शीवशंकर. ए राग.

સેવો મનકેશ્વર સુખકારી, નીતી રાખો સર્વે નર નારી. ટેક
સેવાથકી નારદ સુખ મળીયા. બધા મુનીશ્વરમાં થયા
બળીયા;
ત્રીવીધી તાપ તેના ટળીયા, સેવો મનકેશ્વર સુખકારી. ૧
જુવો રાજા રાવણ સુખરાશી, ટળી તેની લખરે ચોરાશી.
અંતે થયો કૈલાસનો વાસી. શેવો મન૰ ૨
બાણાસુર રાજા થયો બળીયો. મહા સુખ શેવા થકી મળયો
સબંધી એનો થયો સામળીયો. શેવો મન૰ ૩
જનક રાયે ભગતી પૂરણ કીધી, કીરતી જગ સાખેણી લીધી
જેના ઘેર હાજર નવનીધી. શેવો મન૰ ૪
પારથે તો ભગતી પુરણ પાળી, વીપતીયો તો બહુ
જણની ટાળી;
વાળી વશ્ય કીધા વનમાળી. શેવો મન૰ ૫
શેવા થકી મનસુખ સુખ પામ્યો, સંસારીક સઘળાં
વીઘ્ન વામ્યો,
જેનો જસ જગત વીશે જામ્યો. શેવો મન૰ ૬
જેજે ગુણ શંકરના ગાશે, મનોરથ સફળ એના થાશે,
તેનું દુખ દાળીદર જાશે. શેવો મન૰ ૭

## ગરબી ૫ મી.

### जावा द्यो मुने शीदने रोको छो. ए राग.

ઉમીયા પતી સુખ આપજો, આજ મુને ઉમીયા પતી
સુખ આપજો;
કૈલાશના સ્વામી કરૂણા કરીને, શેવકનાં સંકટ
કાપજો. આ. ૧
સંસારનાં પાપ સઘળાં પ્રજાળી, ધરૂ કીરતી જગ
થાપજો. આ. ૨
ભવની ભાવડ ભોળાનાથ ભાગજો, સ્નેહથી શેવક
છાપજો. આ. ૩
સંતના મનોરથ સફળ કરીને, અસુરાંના દાવને
ઉથાપજો. આ. ૪
મનકેશ્વર મનસૂખના સ્વામી, અવીચળ ભગતી
આપજો. આ. ૫

---

## ગરબી ૬ ઠી.

### मारे घेर आवोरे रसीया. ए राग.

ભોળા શીવનેરે ભજીયે, સખી મારી કુડકપટ સા તજીયે.
ધ્યાંન રૂદેમાંરે ધરીયે, પુજા પ્રેમ ધરીને કરીયે. ભોળા. ૧

સદાશીવ સુખનોરે દાતા, વાલો મારો ત્રણ ભુવનનો
ત્રાતા. ભોળા. ૨
થાળ ભરીને રે લાવો, ચંદન અગરને પુષ્પ ચડાવો.ભો. ૩
પ્રેમે દઈને રે તાળી, ગરબી ગાજો સદગુણવાળી. ભો. ૪
આનંદ સૌનેરે આલો, ચતુરા લટકે મટકે આલો. ભો. ૫
શાણી સજનીરે મારી,સસીમુખીશીયળસાચવોદહાડી.૬
પૂરણ પાળોરે પ્રીતી, રાખો પ્રતીજ્ઞતાની રીતી. ભો. ૭
સૈયર શીવનેરે શેવો, ઉત્તમ લાવ જગતમાં લેવો.ભો. ૮
સંકટ સઘળું રે જાશે, સૌના સફળ મનોરથ થાશે. ભો. ૯

ગરબી ૮ મી.

बीजे ते बाळवेश. ए राग.

તમે સજો સૌ શણગાર નવરંગ નારીરે;
જઈયે શંકર પુજવા આજ સૈયર મારીરે. ટેક.
ચાલો ચાલો ચતુરાનાર ઝટપટ જઈયેરે;
જઈ મંગલ ગીત મધુર મનહર ગઈયેરે. ૧
આ ભવનાં ભોળોનાથ દુખડાં હરશેરે,
મારો મનકેશ્વર મહાદેવ કરૂણા કરશેરે. ૨
સખી પ્રેમે પુજા થાળ કરમાં ધરીયેરે;
ત્યાં સફળ મનોરથ સર્વ મનના કરીયેરે. ૩

જ્યાં અઠવાડીયે એક વાર થાય ઉજાણીરે;
વળી વિપ્ર ઉચ્ચારે વેદ મધુરી વાણીરે. ૪
જે શીવ પુજન સામગરી સરવે લાવેરે;
પેલી સાહેલીનો સાથ સૈયર આવેરે. ૫
સઉ નવલ વધુ નવરંગ નોતમ નારીરે;
કર શોભે કંચન થાળ જળની ઝારીરે. ૬
જુવો ઓઢી સાડી અનુપ ઉજળે અંગેરે;
વળી વિવીધ પેર્યાં ચીર અધિક ઉમંગેરે. ૭
બેઉ કાને ઝુમખુકે ઝાલ નાકે વાળીરે;
મૃગનેની કરે મંદહાસ્ય દઇ દઇ તાળીરે. ૮
વળી હાથે ચટકાદાર કંચન ચુડીરે;
રસવંતી સઘળી નાર રંગે રૂડીરે. ૯
જુવો પગમાં રત્ન જડીત ઝાંઝર ઝમકેરે,
ચાલે સઉ ચતુરા નાર ઠમકે ઠમકેરે, ૧૦
એ અલબેલી સઉ આજ બાણી છે એવીરે;
જુઓ જોબનવંતી સર્વ રંભા જેવીરે. ૧૧
એ સર્વ સાહેલી શીવને મંદીર જાશેરે,
મન હરણી મંગલ ગીત મનોહર ગાશેરે. ૧૨
સખી ચાલો આપણ સર્વ સત્વર જઇયેરે;
એ સખીયાંની સંગાથ મંગલ ગઇએરે. ૧૩

જે તનમન ધનથી ધ્યાન ભોળાનું ધરશેરે,
મનસુખનોસ્વામી સર્વ સંકટ હરશેરે. ૧૪

---

બારમાસી. ૯ મી.

हवे शीयाळो आव्यो स्वामीनाथजो. राग.

કારતક મહિને ઉમીયા કાગલ મોકલે,
તપ છોડી ત્રીપુરારી આવો ઘેરજો;
શીયાળો આવ્યો સ્વામી નાથજી,
પ્રીતમજી હું ધીર ધરૂં કેઇ પેરજો;
એ મહિને વશીયેરે કંથ કીલાસમાં. ૧
માગસર મહિને ઉર મારૂં અકળાય છે,
સુનું મંદીર મુને લાગે છે સમશાનજો;
મહાવનમાં વશીયા શું મારા વાલમા,
ભોળા થઇને ભુલી ગયા શું ભાનજો. એ મ. ૨
પોશ મહીને પ્રીતોરે પીઉજી સાંભરે,
એક પલક પણ નીંદ્રા ન આવે નાથજો;
ભોજનીયાં સ્વામીજી નથી ભાવતાં,
સમજાવે સો શાણી સૈયરનો સાથજો. એ મ. ૩

માહા મહીનો આવ્યોરે મારા નાથજી;
પ્રેમ આધીન થઈ પલવલ તલફે પ્રાણજો,
સમજાવ્યું સમજે ન મનડું માહારૂં;
વાલમજી મને વાગે વીરહનાં બાણજો. એ મ. ૪
ફાગણ તો ફુલ્યોરે કેશર ફુલડે,
અલબેલાજી ઉડે અબીર ગુલાલજો;
કુમ કુમ કેશર ઘોળે સર્વે સાહેલીયો,
ખાંત ધરી નર નાર કરે ખુબ ખ્યાલજો. એ મ. ૫
ચીત્ત ચોરાંણુ મામારૂં ચૈતર માસમાં,
વાલા મને અહીં વેરી થયો છે વસંતજો;
સાધન શાં કરીયેરે સ્વામી નાથજી,
ચપળાથી પણ ચપળ થયું છે ચંતજો. એ મ. ૬
વૈશાખે વાલાજી વન બહુ મોરીયાં,
મોરી અનુપમ આંબલીયાની ડાળજો;
કોકીલા ટઉકેરે મારા કંથજી,
દયા કરી હવે આવો દીન દયાળ. એ મ. ૭
જેઠે તો જોગેંદ્ર જાણો છો તમે,
ભોળાશંકર સૌના મનનો ભાવજો:
શીયારે અવગુણે કંથ કઠીણ થયા;
દાશીને કેમ કીધો આવડો દાવજો. એ મ. ૮

અસાડે આવીને વાદળ ઉમટચાં,
ઘન ગરજે ને મધુરાં બોલે મોરજો,
પાપી પપૈયો પ્રીતમજી પેયુ પેયુ કરે,
એતો મારા ચંચળ ચીતનો ચોરજો. એ મ. ૯
શ્રાવણ મહીને સખીઓ સૌ આનંદથી,
મૃગ નેણી મળી ગીત મનોહર ગાયજો;
સાંભળતાં મુજનેરે સુખ ન ઉપજે,
આખો દહાડો ઉદાશીમાં જાયજો. એ મ. ૧૦
ભાદરવો આવ્યો રે ભોળાનાથજી,
સૌ નદીયાંમાં નિરમળ દીસે નીરજો;
સરોવરીયામાં ફુલ્યાંરે પંકજ ફુલડાં,
વા મનોહર શીતલ મંદ શમીરજો. એ મ. ૧૧
દીવાળી આવીરે દીનાનાથજી,
અવીનાશી હવે આવ્યો આસો માસજો;
સૈયરો સુખ માણેરે, સ્વામી સંગમાં,
એકલડી હું ફરૂં છું ઉદાસજો. એ મ. ૧૨
સૌને આનંદ આપ્યોરે માસ અધિકમાં,
ગીરજાપતી વનમાંથી આવ્યા ઘેરજો;
જે જેકાર થયોરે સરવે લોકમાં,

મનસુખના સ્વામીએ કીધી મેરજો;
પારવતી સુખ પામ્યાંરે પૂરણ પ્રેમથી. ૧૩

ગરબી ૯ મો.

## अमे सरोवर ग्यांतां पाणी. ए राग.

અમે શિવ મંદિરે ગયાંતાંરે, સાંભળ તું સૈયર મારી;
સેવાથી સુખીયાં થયાંતાંરે. સાંભળ તું. ૧
લેઇ સામગ્રી સુખકારીરે. સાંભળ તું.
કર જળની ઝારી ધારીરે, સાંભળ તું. ૨
ગીરજાપતીના ગુણ ગાયારે, સાંભળ તું.
હરખેથી હાર ચડાયારે, સાંભળ તું ૩
મંદિરની જુગતી જોઇરે, સાંભળ તું.
ખરેખાત વિપતી સૌ ખોઇરે, સાંભળ તું. ૪
સુર નારી નાચ કરે છેરે, સાંભળ તું.
સનકાદીક ધ્યાન ધરેછેરે, સાંભળ તું. ૫
બ્રહ્મા ત્યા વેદ ભણે છે રે, સાંભળ તું.
વીધ વીધ બહુ બ્હાર બણેછે રે, સાંભળ તું. ૬
મેં પ્રેમે પુજા કીધીરે, સાંભળ તું.
ઉમીયાની આશીશ લીધીરે, સાંભળ તું. ૭
મનસુખનો સ્વામિ માળીય રે, સાંભળ તું.
મારા ત્રીવીધી તાપો ટળિયારે, સાંભળ તું. ૮

## ગરબી ૧૦ મી.

### तमे ओरारे पधारोरे कहुं एक वातलडी ए राग.

સાચા દલથી સમરીયેરે સૈયર મારીશંકરને;
અહોનીશ આરાધોરે અમર ઉમીયા વરને. ૧
નારદાદીક મુનીયોરે સકળ જોગ સાધે છે;
દેવદાનેવ સરવેરે સદૈવ આરાધે છે. ૨
ગૌર સુંદિર શરીરે વિભુતી વીરાજે છે;
જટા જુટ મુકટમાંરે ગંગાજી ગાજે છે. ૩
રાખો પુરણ ભરોંસોરે એવા ભોળા નાથ તણો;
ત્રણ લોકમાં મહીમારે જેના નામનો છે ઘણો. ૪
હાળહળ જેવા વીખનુંરે જુવો જેણે પાન કર્યું;
દેવતાઓનું દુખડુંરે સ્વામી મારે સર્વે હર્યું. ૫
જુવો ગોરજાપતીનિરે સૈયર અતી ગહન ગતી;
ત્રીપુરાશુર માર્યોરે ઉગાર્યો અમરપતી. ૬
કૃત્ય અધમ ન જોયુંરે વાલે મારે પાપડીનું;
રાજ આપ્યું રાવણનેરે જુવો ચાર ચોકડીનું. ૭
પંચ સરના પ્રપંચોરે વાલે એક પલમાં હર્યા;
સર્વે ભક્ત જનોનેરે સ્વામી મારે સુખીયા કર્યા. ૮
એક પલમાં પ્રજાળ્યોરે ક્રોધાતુર નજરે કરી;
સુણી વીનતી રતીનિરે સજીવન કીધો ફરી. ૯

બાણાસુર જેવો રાજારે બીજો ના થયો બળીયો;
મનસુખનો સ્વામિરે જુવો જેને મળીયો. ૧૦
એવો દેવ દયાળુરે ભાવે કેમ ના ભજીયે;
કુડ કપટ કલપનારે સખિ શાને ના તજીયે. ૧૧

## ગરબી ૧૧ મી

## सातवार. बीजे ते बाळे वेश ओ राग.

સોમે તે શ્રી ભગવાન દરશન દેજોરે,
ઉમિયાના સ્વામિ આજ સનમુખ રેજોરે. ૧
વળિ મંગળે કરજો મેર મંગળકારિરે;
મારા પ્રણતપાલ ભગવાન છો સુખકારિરે. ૨
મારિ બેલે રેજો બળવંતા બુધવારેરે;
મન માંહિ દીનદયાળ ભરૂંસો મારેરે. ૩
ગુરૂવારે ગીરજાપતી કરૂણા કરજોરે;
જય ભવદુખ ભંજણ નાથ ભવદુખ હરજોરે. ૪
વાલા શુક્રવારે મન વાંછીત સુખ આપોરે;
મારાં જનમ જનેમનાં કષ્ટ સરવે કાપોરે. ૫
શનીવારે મહાદેવ રાખો શરણેરે;
મારા નવ રંગીલાનાથ લાગું ચરણેરે. ૬
હવે આદીત વારે અભય કરો અવીનાશીરે

ધરી ત્રિશુલ ઉપર જગદીશ ધરમપુરી કાશીરે. ૭
આ સાતવાર જન જે કોઇ કહે હરશેરે;
મનસુખનો સ્વામિ સર્વ સંકટ હરશેરે. ૮

---

ગરબી ૧૨ મી.

अचको मचको कारेली ए राग.

દરીયાપુર દરવાજાની પાસે, મનકેશ્વર બીરાજેછે.
શીવ શોભા સારી. ૧
મનહર દેરૂં સુંદર કરીયું, શોભા અપરમપાર. શી. ૨
આજુ બાજુ બે જોગી બેસાર્યા, લાલ કમંડળ હાથ. શી. ૩
શીખર ઉપર નીશાન ફરકે, ઘંટ તણો ઘણોઘાટ. શી. ૪
છપગથીયાં ચડવા મેલ્યાં, બે બાજુ છડીદાર. શી. ૫
કાછ કકડેથી મંડપ મઢીયો, ઉગીયાંજી પધરાવ્યાં. શી. ૬
આરશપાંણની જળાધારી કરી, મનકેશ્વર પધરાવ્યા. શી ૭
મુસ્તક ઉપર મુકુટ બીરાજે, છત્ર તણો નહી પાર. શી. ૮
શીવજીની કોટે રૂંડર માલા, ભભુત ગોળો હાથ. શી. ૯
શીવજીની જટામાં ગંગા બીરાજે, કપાળ
હડઘો ચંદ્ર. શી. ૧૦
દાસ મનસુખ કહે કર જોડી, પુરી મનની આશ. શી. ૧૧

જે કોઇ મનકેશ્વરને શેવે, આશાપુરણ થાય. શી. ૧૨
કાશામાં વીશ્વનાથ બીરાજે, દરીયાંપર મનકેશર. શી. ૧૩

સવૈયો. ૧૩

ફુલ્યો ફરે અભીમાનમાં મુરખ માનમાં કેમ ના કંધ નમાવે
ચેત હજુ મનસુખ કહે પછી ચેતવાને પછી લાગની આવે;
નામ લેતાં શ્રીનીરંજનનુ રે અબુજ તને કેમઆળસ આવે
ધામ આરામને દામ ઘણો પણ નામવણ કાંઇ કામ ના આવે

